# वर्जीत गामडुं.

કવી ગોલ્ડ સ્મિથની ડીઝર્ટેડ વીલેજનું

ગુજરાતી ભાષાંતર.

કર્ત્તા.

શીવશંકર નંદરામ ઝાહ.



અમદાવાદ.

ગુજરાત ગેઝેટ પ્રેસમાં ઠક્કર

ચેતરામ હરીલાલે છાપ્યું.



સદરહુ પુસ્તક ખાડીઆમાં જેઠાભાઈની
પોળમાં કર્ત્તા પાસેથી મળશે.

કીંમત ચાર આના.

# અર્પણ પત્રિકા.

મહેરબાન મુરબ્બી એદલજી દોરાબજી
તલાટી. બી. એ. હેડમાસ્તર, ગવર્નમેન્ટ
હાઈસ્કૂલ.

અમદાવાદ.

હાઈસ્કૂલને સારા પાયા ઉપર મૂકવા આપના પ્રતિદિન વૃદ્ધિ પામતા ઉત્સાહને સાનંદાશ્ચર્ય નેત્રથી નિરખીને અને વિદ્યાનાં કાર્યોને આપ તન, મન અને ધનથી સાહાય આપે જાઓછો અને યોગ્ય ઉત્તેજન આપવામાં પણ આપ આગળ પડતા ભાગ લેતા આવ્યાછો તેમ છતાં આપનો મિલનસાર સ્વભાવ, ઉદારતા, વિદ્વતા, ઈત્યાદી ઈત્યાદી આપના ઘણા પ્રશંસનીય અને દ્રષ્ટાન્ત લેવા લાયક ગુણોથી આકર્ષાઈને હું આ મારા પ્રથમ પ્રયાસે ગુંથાએલો પુષ્પગુચ્છ આપના કોમળ હસ્તમાં સ્વલ્પ ઉપહારવત્ રહી સુવિચાર પરિમળ વિસ્તૃત કરે એવી કંઈક અભિલાષાથી આપનેજ સમર્પણ હો એમ અંતઃકરણ પૂર્વક ઈચ્છુછું.

આપનું ચરણજ.

ગ્રંથ કર્તા.

# વર્જિત ગામડું.

---

હે મનોરંજક ઑબર્ન! મેદાનનું અતિ રમણીય ગામડું, જ્યાં આગળ આરોગિતા અને પુષ્કળ પાક મહેનતુ ગામડીઆઓને (ખેડુતોને) ઉલ્લાસિત કરતો, જ્યાં આગળ ખીલતિ વસંત ઋતુ સર્વ (ગામો) થી પહેલાં દર્શન દેતી, અને જ્યાં ઉતરતા ઉનાળાના વધારે વાર રહેતા ને જવાને નાખુશી બતાવતા ફુલો વિલંબ કરતા હતા; નિરપરાધી અને શાંન્ત વૃત્તિવાળા માણસોના પ્યારા મનોહર લતાગ્રહો (કુંજો, મંડપો.) મારી કૌમારાવસ્થાની બેઠકો; (જ્યાં આગળ હુ મારી જુવાનીમાં બેસતો) ત્યારે મને પ્રત્યેક રમત રીઝવતી હતી, હું તારી લીલોત્રીવાળા મેદાનપર અહીં તહીં કેટલીવાર ફરતો? (એટલે બહુ વાર બટકતો.) જ્યાં સાદા (નમ્ર, વિનયી) સુખથી દરેક દેખાવ (સૃષ્ટિ શોભા) પ્રિય લાગતો હતો! હુ તારી દરેક મોહીણીઓ (શોભા) જેવી કે વા અને વરસાદથી રક્ષણ કરતી ઝુંપડી, ખેડાયેલું ખેતર, અક્ષય ઝરો, જાથુ સોધોગીધંટી, દેખાવડું (ખ્રીસ્તી) દેવળ જે પાસેની ટેકરી ઉપર આવેલું હતું તે અને વાતોડીઆ વૃદ્ધ માણસો અને આશકો (પ્રેમાસક્તપુરૂષો) ને ધીમે ધીમે વાતો કરવાને હોથૅનના છોડવા નીચે છાયાવાળી બેઠકો કરવામાં આવી હતી તે જોવાને હું કેટલી બધી વાર થોભતો? આવતા પર્વને હુ કેટલી બધી વાર આવકાર (માન) આપતો, જે

દરમીઆનમાં કામ બંધ રહીને રમતને તેનો (રમતનો) વારો આપતું, (કામ બંધ રહેતું અને રમત ચાલતી.) અને બધા ગામડીઆઓ, મહેનતથી મુક્ત થઇને, વિસ્તાર પામેલા (છાયાવાળા) વૃક્ષ નીચે તેઓની રમતો રમતા હતા. કેટલીક રમતો ગોળાકારથી ચાલ્યા કરતી, જુવાનીઆ હરીફાઇ કરતા અને વૃદ્ધ માણસો જોતા હતા; અને તે સ્થળ ઉપર ઘણી રમતો રમાતી અને હસ્તકૌશલ્ય (હાથ ચાલાકીઓ) અને મલ્લક્રીડા આસપાસ થતી હતી. હમેશાં જ્યારે પુનરાવૃત્તી (વારંવાર થતી) રમતો કંટાળો આપતી, ત્યારે નવા ખેલો આનંદી ટોળાને ઉશ્કેરતા હતા. નાચનારી જોડી જે ફક્ત નાચવાનું જારી રાખવાથી એક બીજાને થકવી નાંખીને ધન્યવાદ પામવા પ્રયત્ન કરતી હતી તે અને ભોળો ગામડીઓ પોતાના કાળા ડાઘાવાળા મોઢાનો અશંકાશીલ (અજાણ્યો) હોવાથી તે જગાએ છુપી છુપી હસાહસી થઇ રહેતી તે અને શરમાળ કુમારીકાના વક્ર પ્રેમ કટાક્ષોને વાસ્તે ઠપકો દેતી વૃદ્ધ સ્ત્રીઓના અણુસારાઓ તે સર્વ હે પ્યારા ગામડા, તારી મોહણીઓ હતી. મધુર રીતે અનુક્રમે આવતી આના જેવી ગમતોથી, મહેનત પણ ખુશકારક લાગતી, આ રમતો પોતાની સુખ વર્ધક અસર તારા કુંજોની આસપાસ પ્રસારતી; આ તારી મોહીણીઓ હતીપણ બધી આ મોહીણીઓ નાશ પામીછે.

મેદાનના અતિ સુંદર પ્રિય ગામ તારી લીલાઓ જતી રહી છે અને તારી સઘળી મોહીણીઓ પાછી લઇ લેવામાં આવી છે. હવે તારા માંડવાઓમાં જુલમીનો હાથ દેખાય છે, અને પાયમાલી તારા લીલા મેદાનને ખેદ પમાડે છે.

આખી જાગીર ફક્ત એકજ ધણીના કબજામાં છે અને માત્ર અડધા ખેડાણુથી તારા રસાળ મેદાનની હદ બંધાઈ રહી છે. હવે તારા નિર્મળ વહેળીઆમાં સુર્યના કીરણુ પારદર્શક પડતા નથી પણુ નકામા છોડવાથી ગુચવાઈને મુશ્કેલાઇથી તે વહે છે. તારા વનગહન માર્ગમાં ઘોર અવાજ કરતું ફક્ત બીટન પક્ષી પોતાને માળો સાચવે છે; તારા તજાએલા રસ્તાઓપર ફક્ત લેપવીંગ પક્ષી ઊડે છે અને તેની એક-સ્વરી ચીચીઆરીઓનો પડઘો તેને થકવી નાખે છે. તારા સઘળા ઝુપડા ઢંગ વગરના ખંડેરો થઇ ગયા છે, અને ધુળ ભેગા થઈ ગએલી દીવાલોની ટોચ કરતા પણુ લાંબુ ઘાસ તે ટોચોથી પણુ ઉપર ગયેલું છે. અને જુલમી ધણીથી કાંપતા અને પાછા હઠતા તારા રહેવાસીઓ (લોકો) પો-તાનો સ્વદેશ છોડીને દુર દેશ જાય છે.

જ્યાં ધન વધે છે અને મનુષ્ય જાતનો ક્ષય થતો જાય છે ત્યાં જમીનની માઠી અવસ્થા થાય છે અને ધાઈ આ-વતા સંકટોનો તે ભક્ષ થઈ પડે છે. રાજાઓ અને અમી-રોનો ઉદય થાઓ કે અસ્ત થાઓ કારણુ કે શબ્દથી જે-વી રીતે તેઓ થએલા છે તેજ પ્રમાણે તેઓ થઈ શકેછે પણુ બહાદુર ખેડુતો જેઓ પોતાના દેશનું નાક છે તેઓ જ્યારે એકવાર નાશ પામે છે ત્યારે કદી ફરીથી મળતા નથી (ત્યારે તેઓ દુષ્પ્રાપ્ય થાય છે.) ઈંગ્લંડના દુઃખો શ-રૂ થયા તે પહેલાં એક એવો પણુ વખત હતો કે જમીનનો દરેક કડકો ખેડુતોનું પોષણ કરી શકતો હતો, અને થોડી મહેનતે તેમને તંદુરસ્ત ખોરાક મળી શકતો હતો પણુ જીંદગાનીની અગત્યની ચીજો શીવાય બીજુ વધારે

કંઇ પણ મળતું નહિ. તેવામાં નિરઅપરાધીપણું અને તંદુરસ્તી તેમના સૌથી શ્રેષ્ઠ સાથીઓ હતા અને ધનની અજ્ઞાનતા તેજ તેમની સૌથી ઉત્તમ દોલત હતી. પણ અરે! જમાનો બદલાઇ ગયો છે! દયાહીન વેપારીઓ જમીન બથાવી પડેછે અને ગામડીઆ પાસેથી કબજો લઇ લેછે. મેદાન પર, છુટા નાના ગામડા આવી રહ્યા હતાં ત્યાં આગળ આજે અથાગ દ્રવ્ય, નિર્મર્યાદ ઠાઠમાઠ, મોજમજાની સાથે જોડાએલી દરેક તંગીઓ અને ગર્વિષ્ટ લોકોની મુર્ખતાથી ઉત્પન્ન થતી દરેક મહાવ્યથાઓ વસે છે. (ખોરાકની) પુષ્કળતાને લીધે પેદા થતા પેલા સુખના દિવસો અને પેલી અલ્પ સંતોષી (થોડાથી સંતોષ પામે એવી) શાંત ઇચ્છાઓ તે શાંત ભુમિને સુશોભિત કરતી હતી, અને આરોગ્ય વર્ણ કરમતો દરેકના ચ્હેરાઉપર ચકચકીત થતી હતી, અને લીલોત્રીવાળા મેદાનને તેજસ્વી કરતી હતી. આ (દીવસો, ઇચ્છાઓને રમતો) બહુ દુર જઇને પોતાને વધારે અનુકુળ પડે એવા દેશ શોધી કહાડે છે, અને ગ્રામ્ય હાસ્ય વિનોદ અને ગ્રામ્ય રીતભાત વધારે વાર જોવામાં આવતી નથી.

હે માંગલિક દિવસોના (મંગળ કર્તા) કર્તા, મધુર આબંન, તારા તજાએલા વન માર્ગ જુલમીની સત્તા બતાવી આપે છે. અહીં આ હું જ્યારે ગુચવાએલા રસ્તા અને (ખડેરા) નાશ થએલી જમીન ઉપર એકલો ફરવા જાઉં છું, ત્યારે જે જગાએ એક વખત ઝુપડા હતા, અને કાંથેન ઉગેલા હતા, તે જ્યારે ઘણાં વર્ષ પછી જોઉંછું, ત્યારે સ્મરણ શક્તિ (તેણીના સઘળા અનુયાયી વર્ગ સાથે) જાગૃત થાય છે, અને ગએલો વખત સંભારીને મારૂ હૃ-

દય ભરાઇ આવે છે અને દીલગીરી ઉપજે છે. આ ઉ-
દ્વેગ કર સૃષ્ટિની અંદર મારી બધી મુસાફરીમાં અને
મારા સઘળા દુઃખોમાં પ્રભુએ મને મારો ભાગ આપ્યો
છે, આ સાદા માંડવાઓમાં આરામ લઇને મારૂ ઘડપણ
પુરૂ કરવાને, આ આખર અવસ્થામાં (ઘડપણમાં) જીંદ-
ગીરૂપી દીવાની કર કસરથી વ્યવસ્થા કરવાને અને નાશ પા-
મવાથી તેને આરામવડે બચાવવાને, હું સદા આશા રાખ-
તો હતો. ગામડીઆઓને મારૂ ગ્રંથજ્ઞાન બતાવવાને સાં-
જરે મારી શગડીની આસપાસ તેઓના ટોળાને એકઠું
કરવાને અને જે બધુ મે જોયું હતુ અને જેનો મે અનુભવ
કર્યો હતો તે બધુ વર્ણન કરવાને હું આશા રાખતો હતો,
કારણ કે અમે સદા ગગરૂર ( ડીમાકી ) હોઇએ છીએ;
અને જેવી રીતે કોઇ સસલુ જેની પછાડી શીકારીઓ
અને શીકારી કુતરાઓ પડે છે, ત્યારે તે જે જગાએથી
પહેલ વહેલું નીકળ્યુ હોય છે ત્યાંજ હાંફતુ અને દોડતુ
આવે છે તેવીજ રીતે હું મારા સઘળા દુઃખો ગયા પછી
ઓબર્નમાં પાછો આવવાને અને આખરે તે જગાએ રા-
મશરણ થવાને આશા રાખતો હતો. હે વૃદ્ધાઅવસ્થાના સા-
થી, સુખી નિર્જન સ્થાન; તુ આકુળ વ્યાકુળ થએલાને
આશ્રય આપે છે જે ભોગવવાનું મારા ભાગ્યમાં નથી. જે
આવાં એકાંત વાસોમાં ઉદ્યોગી યુવાવસ્થા પછી સુખથી
ઘડપણ ગાળે છે, જેઓ, આ દુનીઆનો કે જ્યાં આગળ
અનિવાર્ય લાલચો કસોટી કાઢે છે અને જેની સામા થવું
કઠીણ છે, તે લાલચોને જે દુર કરે છે અને એવી દુની
આનો ત્યાગ કરે છે તેઓ કેવા નસીબવાન છે! મહેનત

કરવા અને વીલાપ કરવાને, ખાણો શોધી કહાડવાને અ-
થવા ભયંકર દરિઓ ઓળંગવાના જોખમમાં પડવાને, તેના
વાસ્તે કોઇ બીચારા ગરીબો જન્મેલા નથી; અને કોઇ
દ્વારપાળ, અધર્મી પોશાકમાં (અધર્મીઓદ્ધા ઉપર રહીને)
ભુખ્યા માગણોને તેના દરવાજેથી હાંકી કહાડવાને ઉભો રહેતો
નથી પણ મોતને મળવાને (એટલે કે મરવાને) તે (બહાદુરીથી)
આગળ ચાલેછે, અને દેવ દુતોતે ધર્માચરણી માણસની ચા-
રે તરફ મિત્ર ભાવથી ભેગા થાયછે; તે અદર્શિત ક્ષીણતાથી
(તેનું જોર કમી થયુંછે, એવું દેખાયા વગર) દેહ ત્યાગ કરેછે,
અને ઇશ્વરાધીનતા તેને વાસ્તે રસ્તો, સહેલાઈથી સરળ ક-
રેછે; અને તેની સઘળી ભવિષ્યતી અપેક્ષાઓ તેના અંત
સુધી પ્રકાશીત થતી હતી, અને આદુનીઆ મુકીને ગયા
પહેલા તેનું સ્વર્ગીય સુખ શરૂ થતું હતું ( ભોગવવા માંડતો
હતો. ) તે ગામનો મંદ ઘોંઘાટ જે સાયંકાળે પેલી
ટેકરી ઊપર વારંવાર સંભળાતો હતો તેસુસ્વર મધુર
લાગતો હતો; ત્યાં આગળ જ્યારે હું બે ફીકરી પગલે
અને ધીમે ધીમે ફરતો, ત્યારે નીચેથી મિશ્ર અવાજો
નરમ પડતા (કોમળ થતા) આવતા હતા;—જેવા કે મહી-
આરીના ગીતને ખેડુત ( ગીતમાં ) પ્રત્યુત્તરવાળતો, અને
પોતાના બચ્ચાં ને મળવા વાસ્તે બરાડા પાડતું પશુ વૃંદ;
તળાવ ઊપર ફફડાટ કરતાં કોલાહલકારી હંસો અને ની-
શાળેથી તરતના છોડેલાં રમતીઆળ છોકરાં; સુસવાટો મા-
રતા પવનને ભસના ચોકી કરવા પાળેલા કુતરાનો અવા-
જ અને નિરૂદ્યમી મનની સાબીતી આપતું અટ્ટહાસ્ય.
આ સઘળું મધુર સેળ ભેળમાં (મધુર રીતે સેળભેળ થઇને)

છાયામાં સંભળાતુ હતુ અને બુલબુલ પક્ષીના કરેલા દરેક વીસામાને પુરી નાખતું હતું. (એટલે બુલબુલ પક્ષી જ્યારે ગાતાં થોભતુ ત્યારે મહીઆરેનું ગીત, પશુ વૃંદનું આરડવું તેવીગરે વીગરે સંભળાતું હતુ.) પણ હવે લોકોના અવાજો નાશ પામ્યાછે, (સંભળાતા નથી,) પવનના ઝપાટામાં આનંદી મંદ ધ્વનીની મોજાંની માફક હાલતી નથી, (પ્રસરતી નથી) ઘાસથી ઢંકાએલી પગવાટ પર ઊદ્યોગી પગલાં (માણસો) ફરતા નથી. કારણ કે જીંદગીનો બધો ખીલનો જુસ્સો જતો રહ્યોછે. ફક્ત પેલી વીધવા જે પાણીથીભરેલા ઝરાની પાસે ધીમે ધીમે વાંકી વળે છે તે શિવાય સઘળાં નાશ પામ્યાં છે;—ઝરા ઉપર પથરાઇ ગએલી પાણીની તીખી ભાજી, પોતાનો ખોરાક મેળવવાને વાસ્તે એકઠી કરવાને, શીયાળાને વાસ્તે કંટક વૃક્ષનું બળતણ ભેગું કરવાને, રાત્રે પોતાનું રહેઠાણ શોધી કહાડવાને અને અરૂણોદય (નાપુનરાગમન) સુધી વિલાપ કરવાને તે કંગાલ બુઢ્ઢીને ઘડપણમાં જરૂર પડી છે. સઘળા નિરૂપદ્રવી લોકોમાંથી ફ-ક્ત, તે ઉદાસ (શાંત) મેદાનનો ખેદ સૂચક ઇતીહાસકાર રહ્યોછે. (બધા નીરપરાધી લોકોમાંથી ફક્ત તે ઉદાસ મે-દાનનું તે દીલગીરીથી વર્ણન કરવાને રહી છે.) પેલી નાની ઝાડીની પાસે કે જ્યાં આગળ એક વખત બાગ રમણીય લાગતો હતો અને જ્યાં આગળ હજી પણ બગીચામ ઉગતાં ફુલો પોતાની મેળે જંગલી રીતે ઉગે છે અને તે જગાએ થોડા છુટા છુટા ઉગેલા નાના છોડવાઓ ગામ આચાર્યનું વિનયી ઘર અહીંઆ હતુ એવું સૂચવે છે. ગા-મના સઘળા લોકોને તે પ્રિય લાગતો અને ચાલીસ પૌં-

ડની વાર્ષિક આવકને લીધે તે અતિશય ધનાઢ્ય ગણાતો હતો. શહેરોથી ઘણે દુર તે પોતાની પવિત્ર જીંદગી ગુજારતો હતો, અને તેણે પોતાનું રહેઠાણ કદી પણ બદલ્યું નહોતું અને તે બદલવાને પણ ચહાતો નહોતો; બદલાતા વખતને (વખતના ફેરફારને) અનુસરતા વીચારો કરીને સત્તા સંપાદન કરવાને અને ખુશામત કરવાને તે અકુશળ હતો; પોતે ઉંચી પદવિ પામવા કરતાં ગરીબ ગરબાંને ચઢતી સ્થિતીમાં લાવવાં, એવી તેની તદન જુદીજ વાંચ્છનાઓને તે બહુ કીમતી ગણતો હતો. સઘળા ભટકનારાઓ તેનું ઘર જાણતા હતા, તેઓની ભટકવાની ટેવો વાસ્તે તે તેમને ઠપકો દેતો અને તેઓના દુઃખ દુર કરતો હતો. ઘણા વખતથી જાણીતો ઘરડો માગણ જેની દાઢી તેની છાતી સુધી પોચતી હતી તે તેનો જાણીતો અભ્યાગત હતો; હવે અભિમાન ન ધરાવતો ખરાબખસ્ત થઈ ગએલો ઉડાઉ તેની (આચાર્ય) સાથે પોતાનું સગપણ છે એવું ખાત્રી પૂર્વક કહેતો અને તેની પાસે તે કબુલ કરાવતો; મહેરબાની કરી રહેવાને કહેવામાં આવતો (કહેલો) નિર્બળ સીપાઇ તેની સઘડીની પાસે બેસતો અને વાતોના ગપાટામાં રાત કહાડી નાંખતો; પોતાના જખમો ઉપર ને દીલગીરી બતાવતો અથવા શોક ઉપજાવનારી વાર્તાઓ પુરી થયા પછી તે તેની કાખઘોડી ખભાપર લેતો અને લડાઇઓ કેમ જીતાતી હતી તે બતાવતો હતો. પોતાના મેમાનોથી હર્ષ પામીને તે ભગવતી (અતિથિપૂજક) પુરૂષ ઊત્સાહી થતો અને તેઓના દુઃખોને લીધે તેમના અવગુણો વિસરી જતો હતો; તેઓના સુલક્ષણો અને દુ-

લક્ષણો બારીકીથી તપાસ્યા વગર તેની પરોપકાર વૃતિશરૂ થતા પહેલાં કરૂણા (માલમતા) આપી દેતી હતી. (પરો-પકાર વૃત્તિની અસર થતાં પહેલાં તેને તેઓ ઉપર દયા આવતી અને તેથી આપી દેતો હતો.) આ પ્રમાણે દુઃખી આત્માઓને દુઃખમાંથી છોડવવાનું તે અભિમાન ધરાવતો હતો, અને તેના દોષોનું પણ પુણ્યાચરણ તરફ વલણ થતું હતું; પણ તેનું કર્તવ્ય કરવામાં (ખ્રિસ્તિધર્મોપદેશકની ફરજ બજાવવામાં) તે સદા તત્પર રહેતો, બધા વાસ્તે તે (તેમની માનસોન્નતિ) જોતો રહેતો, (નિતિ–ધર્મ–આચાર-ગુણભ્રષ્ટતા વાસ્તે) શોક કરતો, (તેઓના કલ્યાણાર્થે) ઇશ્વર સ્તુતિ કરતો અને (તેઓના દુઃખે) દુઃખી થતો હતો. જેવી રીતે પક્ષી તેના તરતના પાંખો આવેલા નાના બ-ચ્ચાને હવામાં ઊંચે ઊડવા સારૂ લલચાવવાને દરેક પ્રેમાલ હીકમત વાપરે છે તેવીજ રીતે તે (આચાર્ય) હરેક ઉપાય યોજતો, તેઓની નિરાનંદી ઢીલ ધીકારતો, તેજોમય સ્વર્ગ મેળવવાને સારૂ લાલચ દેખાડતો અને આગળ ચા-લીને રસ્તો બતાવતો હતો. (પુણ્યનો બેદરકાર હોવાને લીધે) ખેદ, પાપ કર્મ, અને મૃત્યુ વેદનાથી વારા ફરતી પીડાતા (ગાત્રશિથિલ થઇ ગયેલા) મરતા માણુસની પથારીની પ-ડખે તે પૂજનીય ખ્રિસ્તિધર્મ ઉપદેશક ઉભો રહેતો હતો. તેની આજ્ઞાથી નિરાશા અને વ્યાધિ તરફડીયાં મારતા જી-વાત્માથી દુર થતા હતાં; ધ્રૂજતો પાપી કે જેના આખર-ના અસ્પષ્ટ શબ્દો ઈશ્વરના ગુણ ગાતા હતા તેને (લઇ-જવાને) આનંદિત કરવાને દિલાસો (સ્વર્ગમાંથી) નીચે ઉ-તરતો હતો. સભ્ય અને અકૃત્રિમ સૌદર્યતાથી મંદિરમાં

તેની મુખ મુદ્રા પૂજ્ય ઉપદેશાસનને સુશોભિત કરતી હતી; તેના મુખમાંથી નિકળતી સત્યતા બમણી અસર કરતી હતી અને જડબુદ્ધિના માણુસો જેઓ તેની હાંસી કરવા આવતા હતા તે ઇશ્વર આરાધના કરવા મંડી જતા હતા. પ્રાર્થનાની સમાપ્તિ થયા પછી દરેક નિષ્કપટી ગાંમડીઓ અખંડ (બંધ નહી પડે એવી) ઉત્કંઠાથી તે ધાર્મિક માણુસની આસપાસ દોડતા (એકઠા થતા) હતા; છોકરાં પણ સ્નેહાલ ચાળા કરતાં તેની પાછળ દોડતા હતા, અને તે સજ્જનના મંદહાસ્યમાં ભાગ લેવાને તેનો ઝભો ખેંચતાં હતાં. તેને એની મેળે આવતુ મંદ હાસ્ય પુત્રપ્રીતિ દર્શાવતું હતું અને તે તેમના સુખે સુખી થતો હતો અને દુઃખે દુઃખી થતો હતો. જેવી રીતે ખીણુમાંથી ઉપસી આવતી અને મધ્યમાં તોફાન મેલીને ઉભી ખડક તેનું ભયંકર રૂપ ગગનમાં ચડાવેછે (ઊંચી જાય છે અને ભયંકર લાગેછે) અને જોકે તેની મધ્ય ભાગમાં લોઠન કરતી ઘનઘટા (મેઘ માલા) પસરે છે તો પણ તેની ટોચે અવિનાશી સુર્ય પ્રકાશ (સના) રહે છે. તેવીજ રીતે જો કે તેણે તેનું હૃદય કમલ, તેનો પ્રેમભાવ અને તેના ઉદ્વેગો તેઓને આપી દીધા હતા તોપણુ તેના મહાન ઉંડા વિચારો દેવલોક (ઇશ્વર) વિષેના હતા. નિરૂપયોગી ડોળદાર ખીલેલા ફર્ઝ (એક જાતનો કાંટાવાળો પીળા પુષ્પનો છોડ) વાળી પેલી રસ્તાપર આવેલી અવ્યવસ્થિત વાડની પાસે ગામડીઆ મહેતાજી જે બંદોબસ્ત રાખવામાં પ્રવીણુ (છોકરાને કબજામાં રાખવામાં નિપુણુ) હતા તે પોતાના ધાંધળીયા ઘરમાં નાની (ગામડી) નીશાળ ભણુાવતા

હતા. તે કડક અને કઠોર દેખાવને માણસ હતો અને દરેક રખડેલ છોકરાની માફક મને (ગોલ્ડસ્મિથને, કવીને) પણ તેને પરિચય સારી રીતે થયો હતા. ભવિષ્ય ભાખતા ધ્રુજતા નીશાળીઆઓ સવારે તેની સુરત જોઇને શાશા દુઃખો આવી પડવાના છે તેની પૂર્વ કલ્પના બરાબર કરતા હતા; તેને ઘણી મશ્કરીઓ આવડતી હતી અને તે બધી મશ્કરીઓ ત રફ તેઓ ઢોંગ ભરેલા હરખથી ખુબ હસતા હતા; જ્યારે તે ક્રોધાયમાન થતો ત્યારે ઝપાટાબંદ એક પછી એક છો- કરાને ગુપચુપ રીતે ભયાનક ચેતવણી તેઓની અંદર અં- દર આપવામાં આવતી હતી; તેમ છતાં પણ તે રહેમી આતવાળો હતો અને જો કશામાં કઠોર, તો ફક્ત વિદ્યાની ગણનામાંજ હતો જે દોષણીય હતી. તેના જ્ઞાનનો વિસ્તાર કેટલો બધો હતો તે સઘળા ગામડીઆ ખાત્રીથી કહેતા હતા; અને તે લખી શકતો અને ગણીત કરી શકતો (હીસા- બી કામ કરી શકતો) હતો એ તો નિઃસંશય હતું; તે જમીન માપી શકતો હતો, વિદ્યાશાળાઓમાં હાજર રહી શિક્ષણ આપવાના દીવસો (ટર્મ્સ) અને ભરતીઓટ વિષે અગાઉથી કહી આપતો હતો અને એવી પણ વાત ચાલતી હતી કે તે (કોઇ વાસણમાં) કેટલું છે અથવા કેટલું માય એમછે તે પણ ગણત્રીથી કાઢી શકતો હતો. વાદયુદ્ધમાં પણ તે ધર્મગુરૂ તેની નિપુણતા કબુલ કરતો હતો, કારણ કે જો કે તે પરાજય પામ્યો હશે તોપણ વિવાદ જારી રાખતો; અને લાંબા ભભકાદાર શબ્દો તેની આસપાસ એકઠા મળેલા એક ટસ જોતા ગામડીઆઓને વિસ્મય પમાડતા હતા, અને જેમ જેમ તેઓ ટગર ટગર જોતા અને તે જે સઘળું જાણતો

હતો તે બધું એકલા નાના માથામાં સમાઈ જાય છે તે જોઇને તેઓ વધારે વધારે આશ્ચર્ય પામતા હતા. પણ (હવે) તેની કીર્તિ નાશ પામી છે. જે જગાએ તે (વાદવિવાદમાં) વિજયી થતો તેજ સ્થાન વિસ્મરણ થઈ ગયુ છે. પેલી કાંટાવાળી ઊંચી ઝાડી કે જ્યાં આગળ એકવખત વિજ્ઞપ્તિ સ્તંભ (જાહેરખબર-પાટીઆં ચોડવાનો થાંભલો) દરેક પંથી (વટેમાર્ગુ)નું ધ્યાન ખેંચતો હતો તેની પાસે તે ઘર, (પીઠું, કલાલની દુકાન) કે જ્યાં આગળ બદામી રંગનો દારૂપાન પ્રસન્ન મુખ કરતો, (બદામી રંગના દારૂથી પીનારા આનંદ પામતા), જે જગાએ હસમુખા વૃદ્ધ માણસો અને આનંદી મહેનતુ જુવાનીઆઓ (ખીલવાને-મઝાને માટે) જતા અને તે જગાએ ગામડીઆ દરબારી માણસો (રાજનિતીજ્ઞ) ગંભીર ચહેરાથી વાતચીત કરતા અને તેઓના દારૂ કરતાં પણ વધારે જુના વખતના ગપ્પાં મારતા હતા. તે ઘર જમીનદોસ્ત થયું છે.

તે રમુજી સ્થાનના દીવાનખાનાના ઉમદા (શોભીતા, દેદીપ્યમાન) વૈભવ વર્ણવવાને સ્મરણ શક્તિ ઘણી મમતાથી નમ્રતા પકડે છે; (આધીન થાય છે); (જેવા કે):— ધોળેલી ભીંત, શફાઇથી રેતી પાથરેલી ભોંય, બારણા પાછળ ટકટક કરતી ઓપેલી (ઢાપટીપ કરેલી) ઘડીયાળ, રાત્રે પથારીના કામમાં આવતી અને દીવસે ખાનાવાળી પેટીની ગરજ સારતી એવી રીતે ગોઠવેલી બેમતલબ સારનારી લાકડાની પેટી, શોભા અને ઉપયોગને માટે મુકવામાં આવેલાં ચિત્ર, સારી શીખામણોના ૧૨ નિયમ. (વચન) અને બાદશાહી (ખુશકારક-ઉમદા) હંસની રમત;

શિયાળાના શીતપીડિત દિવસો શીવાય (જે વખતે તેમાં દેવતા રાખવામાં આવતો હતો) આસપન (એક જાતનું ઝાડ) ની ડાળીઓ, ફુલો અને વરીયાળીથી શોભા આપતી શગડી અને ધુમાડીઆપર શોભા વાસ્તે ડહાપણથી ગોઠવેલા હારબંધ ચળકતા ફુટેલા ચાહ પીવાના પ્યાલા. અરે વ્રથા ક્ષણ વિધ્વંસી (ક્ષણભંગુર-ક્ષણસ્થાયી) વૈભવો (ઠાઠમાઠો) શું તમે બધા તે પડતા ઘરને જરાવાર પણ થોભાવી શકશો નહી! તે (ઘર) અલક્ષીત રીતે નાશ પામ્યું છે અને વધારે વાર હવે ગરીબ લોકોને એક કલાક પણ એશઆરામ પમાડશે નહી; ગામડીઓ તેની હમેશની ચીંતા વીસારીને મગ્ન થવા ત્યાં હવે જશે નહીં; ખેડુતના લાવેલા સમાચાર, પારેખના ગપાટા અને કડીઆરાની ઠુમરી હવે ફરીથી સાંભળવામાં આવશે નહીં; લુહાર તેનું ડાઘા પડેલું કપાળ હવે ત્યાં સ્વચ્છ કરશે નહી, તેના મ્હોટા અવયવો (તે પોતે) ત્યાં થાક ખાશે નહીં અને તે (ખેડુતના સમાચાર, હજામનાં ગપ્પાં અને કડીઆરાનું ગીત) સાંભળવા તેનું વલણ થશે નહીં; ફીણુથી ઉભરાઈ જતો રૂચીકર (આનંદ જનક-આલ્હાદ-ગુણકારી) દારૂનો પ્યાલો એક પછી એકને અપાતો જોવાને સાવધ ઉભો રહેલો પોતે ઘરધણીજ (દારૂનો દુકાનદાર) હવે દેખાશે નહીં; પીવાને માટે પોતાને આગ્રહ થયાની થોડી ઘણીઆતુર શરમાળ છોરી દારૂનો પ્યાલો બીજાઓને પોકડાવવાને માટે તેમાંથી થોડોક પણ પોતે ચાખશે નહી.

ગરીબ લોકોના આ સાદા સુખોને શ્રીમંત વર્ગ ધિક્કારથી ભલે હસી કહાડે અને ગર્વિષ્ટ લોકો ભલે તુચ્છ ગણે

પણ મને તો ખરેખર બધી કૃત્રિમ ખુબી કરતાં ફક્ત એ કજ સ્વદેશી શોભા અતિપ્રિય અને મનગમતી લાગે છે; જ્યાં આગળ કુદરતે તેની હારી છુટી મુકી છે ત્યાંના સ્વચ્છ જાત સુખો જીવાત્મા પસંદ કરે છે અને તેઓની જેહના (આધસત્તા) કબુલ કરે છે; નિરીર્ષ્યણીયરીતે, (અદેખાઈ ભોગવ્યા વગર) નિરૂપદ્રવી રીતે, અબંધ રીતે તેઓ સ્વસ્થ ચિત્તના માણુસોનું મન સહેલાઈથી હરણ કરે છે. મોજશોખીલા તવંગર માણુસોના તુરંગ પ્રમાણે ગોઠવેલા લાંબા (મોટા) વરઘોડા અને રાતની છદ્મવેશ ક્રીડાઓ (મધરાત સુધી ચાલતી મુખવટા પહેરીને નાચનારી મીજલસો) નવરા લોકોના (તવંગર લોકો) અડધા મનોરથ પરીપૂર્ણ થયા પહેલાં તો તે કંટાળો આપનારી ગમનો થઇ પડે છે અને અરૂચિ ઉત્પન્ન કરે છે; અને જ્યારે પ્રચલિત દેદીપ્યમાન ધાટદાર કરામતો (તવંગર લોકોને) લલચાવે છે ત્યારે આ ખરેખરૂ સુખ કહેવાય કે કેમ એવો પ્રશ્ન તેમનું અંતઃકરણ તેમને કરે છે. ધનાઢ્ય લોકોના વૃદ્ધિ પામતા અને ગરીબના ઘટતા સુખો જોનારાઓ, હે તમે સત્યને ઊત્તેજન આપનારાઓ, (સત્યપ્રેમી—સત્ય કામ) અને હે રાજનીતિજ્ઞો, શોભન અને સુખી દેશમાં કેટલો મોટો તફાવત છે તેનો તમારે નિર્ણય કરવાનોછે. ભરતી ઓટના મોઝા અશોધિત ધાતુનાં ભરેલાં વહાણો ને પોતાની તળેટી ઊપર લઇને બદમસ્ત થઇને ઊછાળા મારેછે, અને અજ્ઞાન લોકો સમુદ્ર કીનારે ઊભા રહીને તેમને હર્ષ નાદથી વધાવી લેછે; મખ્ખીચુસની મન કામના ઊપરાંત ત્યાં આગળ ધન સંચય પુષ્કળ

થાયછે અને દુનીયાના દરેક ભાગમાંથી તવંગર લોકો (ઊ-લચાઇને) એકઠા મળેછે. પણ જો આપણે આપણા લાભો ગણીએતો, જીવ નિર્વાહ ઉત્પત્તિ ને વધારનારી આ હો-લન કેવળ નામનીજ છે. ( જીવ નિર્વાહ ઊત્પત્તિને વધા-રતી નથી ).

પણ આપણા અલાબો સંબંધી તદ્દન જુદીજ હકીકતછે. તેના જળાશયને વાસ્તે, મૃગયાવન (વિહારભૂમિ) ને વાસ્તે વિશાળ જમીન અને ઘોડા, ગાડી અને શીકારી કુતરાની સગવડ વાસ્તે ઘણા ગરીબ લોકોનું ગુજરાન ચલાવનારી (અપરિમિત) જમીન દ્રવ્યવાન અને ગર્વાધિન માણસ રોકે છે. રેશમી પોશાક જે તેના આળસુ અવયવોને ઢાંકે છે જેણે પાસેના ખેતરોની અર્ધપેદાશ છીનવી લીધી છે (ખા-ધી છે) તેનું રહેઠાણ કે જ્યાં આગળ એકાંતમાં ગમતો ચાલી રહી છે તે લીલોત્રી ઉપરથી જુની ઝુપડીઓને ધુ-તકારથી સ્થાન ભ્રષ્ટ કરે છે. દરેક ઉપયોગી ઉપજ દુની-આના જુદા જુદા દેશાંતર તરફ જાય છે અને તેને બદલે સુખ સાધનો (મોજશોખની વસ્તુઓ) દેશાવર ખાતેથી આવે છે. અને આ પ્રમાણે મોમીઠી (મ્હોની-ખાલી-ખોટી) ઠાઠમાઠથી અને તદન મોજશોખથીજ સુસોભીત થઇ ગ-યેલો દેશ ધીરે ધીરે (પરવશપણાથી) નાશની રાહ જુવેછે. જેવી રીતે નવયૌવનના ઐશ્વર્યમા ઝુલતી (તેના અલંકા-ના) ચીતી ચેરી લેવની ખાતરીવાળી, સાદી અને અન-લંકૃત રંભા પોશાકથી પેદા થતી દરેક કૃત્રીમ ખુબસુર-તીની ઉપેક્ષા કરે છે અને કૃત્રીમ ભપકા સાથે નેનજય ગર્વ (વિજયાનંદ) નો ભાગ મેળવતી નથી. પણ તે નુર, જેન-

વર છે તે જ્યારે નાશ પામે છે, વૃદ્ધાવસ્થા આવે છે અને આશકો ઘટે છે (નથી હોતા) ત્યારે તે (સ્ત્રી તેના આશકોને) મોહીત કરવાને ઉત્સુક થઇને ઝગઝગના અલંકારીત પોશાક પહેરીને નિરર્થક પ્રકાશે છે. તેવીજ મોજશોખથી પાયમાલ થયેલા દેશની પણ સ્થિતિ છે. પ્રથમ તો તે દેશ સાદી કુદરતી શોભાથી સણગારાએલો હોયછે પણ જ્યારે નાશ થવાની તૈયારીમાં આવે છે ત્યારે તેના વૈભવો વધે છે, તેના દેખાવો ચકિત કરે છે અને તેની હવેલીઓ વિસ્મય પમાડે છે; એટલામાં ભુખ મરાથી હેરાન થતો ગામડીઓ તેના ભુખે મરતા કુટંબ સાથે તે કળારુપ દેશ છોડીને જતો દેખાય છે; અને જ્યારે કોઇની પણ મદદ ન મળવાથી તે નાશ પામે છે ત્યારે તવંગરને સુખનું અને ગરીબને દુ:ખનું મુળ થઇને તે દેશ આબાદ થાય છે.

અરે મગરૂર પાડોશીના ત્રાસથી બચવાને ત્યારે તે ગરીબ ગરબાં ક્યાં જઇ રહેશે? બુમ ભટક્યા પછી જો તે (ગરીબ માણસ) કોઇ સાર્વજનિક નિસ્સીમ સીમાડામાં આછો ઉગેલો ચારો ચરાવવાને તેના ઢોરો હાંકે છે, તો તે વાડ વીનાના ખેતરો તવંગર લોકોએ વહેંચી લીધાં છે અને તેને વાસ્તે આછા આછા ઘાસથી ઢંકાએલો ચરો પણ રહ્યો નથી એવું તેને માલમ પડે છે. જો તે શહેર તરફ જાય છે તો તે ત્યાં શું જુવે છે? ત્યાં તે છેક ઉડાઉપણું (લુંટસમૃદ્ધિ) જુવે છે જેમાં તે ભાગ લઇ શકતો નથી; સુખ સહિત્યને ઉત્તેજીત કરવાને અને મનુષ્યજાતિને ક્ષીણ કરવાને હજાગે અહિતકારક હીકમતો ભેગી થયેલી દેખે છે; પોતાના સજાતીય (સ્વદેશીય) બંધુના સુ-

ખનો ભોગ કરીને ભોગી માણુસોને તે ચેનબાજી કરતા જુવે છે. એક તરફ, અમીરો કસબી પોસાક પહેરીને પ્રકાશ પાડે છે ( ચળકાટથી આંજી નાખે છે. ) અને બીજી તરફ નિસ્તેજ કારીગર આધિજનક ધંધો કર્યા કરે છે; એક બાજુએ, અહંકારી ( તવંગર ) લોકો તેઓના લાંબા શોભન વરઘોડાઓનો ભભકો બતાવેછે અને બીજી બાજુએ રસ્તાપર ભયાનક વધસ્તંભ વિકરાળ અને ઘોર દેખાય છે. જે ઘરમાં સુખાભીલાષી માણુસો મધ્યરાત્રિ સુધી ચાલતી મોજમઝાઓ માણે છે તે ( ઘર ) ઉમદી રીતે ( સારીરીતે) શણુગારાયેલું છે અને જેમાં ભભકાદાર પુરૂષોજ પ્રવેશ કરે છે; રોશની કરેલા ચોગાનમાં ઘોંઘલી ભભકાદાર લોકો ખીચોખીચ ભરાય છે, ખખડાટ કરતી ગાડીઓ સામસામી આથડાય છે અને મશાલો ઝગઝગાટ બળે છે. આના જેવા દેખાવોને ખરેખર કોઈપણ અડચણુથી કદી ખલેલ પોચતુ નથી; ખરેખર આ સઘળું સમગ્ર સાર્વત્રિક પરમાનંદ બતાવે છે ! શું આ તારા યથાર્થ વિચારો છે ? અરે, જ્યાં પેલી ગરીબ નિરાશ્રય ( ગૃહશૂન્ય ) ટાઢથી ધ્રુજતી સ્ત્રી પડેલી છે તે તરફ તારી નજર કર. કદાચ એક વખત તે ગામડાની અંદર પુષ્કળ ખોરાકથી સુખી થએલી તે સ્ત્રી નીરપરાધી લોકોની દુઃખની વાતોથી આંસુ કાળતી. જેવી રીતે ( વસંતરૂતુનું ) કાંટાથી ઢંકાએલું પહેલા ગુલાબનું ફુલ ખુશકારક લાગેછે તેવીજ રીતે તેણીનું વીનયી મનોહર વદન તેણીની ઝુંપડીમાં એક વખતે ખુબીદાર દેખાતું હશે; હવે સર્વથી રહિત થયેલી અને તેણીના મિત્ર અને પાતિવ્રત્યથી ( સદ્ગુણ ) તજાએલી તે સ્ત્રી પોતાને હરણ કરી જનાર ( વિશ્વાસઘાતી આશક, ફેસાવ-

નાર ) ના દ્વાર પાસે લાંબી છડ થઇને પડે છે, અને ટાઢથી થરથરતી અને વરસાદના ઝાપટાથી પાઈ હતી તે, જ્યારે પહેલવહેલા મુર્ખાઇથી શ્હેરી જીંદગી ભોગવવાના લોભથી તેણે પોતાનો રેંટીઓ અને બદામી રંગનો સાદો દેશી પોશાક તજી દીધો તે વખતના અમાંગલિક ( અશુભ ) કાળ ચોઘડીઆને, શોકાકુલ થઇને છાતીફાટ રડે છે.

એહ મધુર આંઆર્ન, તારી રમ્ય અને ચીત્તહારક સુંદરીઓ શું તેણીના ( ઘર વીનાની સ્ત્રીના ) દુઃખની દયા જાણે છે ? કદાચ હજુ પણ શીતાર્ત અને ક્ષુધાર્ત થઇને તેઓ ( તારા છોકરા ) અહંકારી લોકોના બારણે ભીખ માગે છે. પણ અફસોસ, નહીં નહીં, એમ નથી. અતિશય ઉષ્ણ દેશોમાં થઇને, ગોળાર્ધથી, તેઓની સ્વદેશ ભુમિથી જુદા પડેલા દુર દેશોમાં, ધીમે પગલે તેઓ જાય છે; જ્યાં આગળ જાણે કે તેમના દુઃખમાં ભાગ લેતી હોય તેવી રીતે ઝીણા અવાજથી તોફાની આલતમાનદી સુસવાટા ભેર વહે છે. પહેલા ( તેઓના સ્વદેશમાં હતા ત્યારે ) જેથી ( સુંદર દેખાવોથી ) તેઓ આનંદ અને મોહ પામતા હતા તેનાથી તે દારૂણ દેશના જાતજાતના વિવિધ બીતિસ્થાનો તદ્દન જુદાંજ છેઃ—જેવાકે, દીવસની ઉષ્ણતાને તીવ્રરીતે અસહ્ય કરતા સૂર્યના ધગધગતા ઉભા કિરણો; જ્યાં આગળ પક્ષીઓ ( અતિશય તાપથી ) ગાવું ભુલી જાય છે પણ બદ્ધમુખ ( મૌન, અબોલ ) નિંદ્રાગ્રસ્ત થયેલી વાગોળોના ઝુંડ લટકે છે એવાં ગાઢ જંગલો; રાની રોગજનક ઝાડપાનની અતિ વૃદ્ધિથી ઢંકાઈ ગએલા આ વિષમય ખેતરો કે જ્યાં પ્રાણુતક વિંછી જે સઘળુ તેના રસ્તામાં આવે છે તેનો નાશ કરે છે; જ્યાં આગળ ખુની ખુધરીઆ

સાપના ત્રાસને જાગૃત કરવાને પગલે પગલે વિદેશીને ડર લાગે છે; (અજાણતા તેને ચગદીને કોપાયમાન કરવાને બીહે છે;) જ્યાં છુપી રીતે દબાઇને બેટેલા વાઘો કરતાં પણ લોહીના વધારે તરસ્યા ક્રુરકર્મી માણસો તેઓના હીણભાગી ભક્ષની રાહ જુવે છે; અને જ્યાં આગળ વેરાન થઈ ગએલી દ્રુમભૂમિને આભ સાથે એકાકાર કરી નાખતો અતિ ભયંકર વારંવાર થતો ચક્રવાત સુસવાટા ભેર વાય છે. શાંતિજનક ઝરો, લીલુતૃણાચ્છાદિત મેદાન, પક્ષીઓના મધુર ગાયનથી ગાજી રહેતાં અને નિરૂપદ્રવી વલ્લભોના ગુહ્ય રીતે થતાં સંગમો અને ચુંબનો શીવાય બીજા કશાને જગા નહીં આપતા લતાગૃહોના હવાવાળા આશ્રયસ્થાનો, આ પહેલાના સઘળા દેખાવો કરતાં હાલના દેખાવો તદન જુદાજ છે.

હે દયાળુ દીનવત્સલ ! સ્વભૂમિ તજીને દુર દેશ જવા-ફરજ પડી હતી તે વિયોગના દિવસને કેટલાં બધાં (અનંત) દુઃખોએ ગમગીન કર્યો હતો, જે વખતે બીચારા વૈદેશગામી, સઘળી રમત ગમતની આશા રહીત થઇને કુંજોની આસ પાસ ઉભા રહેતા અને છેલ્લીવાર પ્રેમથી નીહાળી જોતા, તેઓને છેલ્લા રામરામ કહેવામાં ઘણો વખત કરતા, પશ્ચિમ (આટલાંટિક) મહાસાગરની પેલી તરફ આવાં સ્થળોની વ્યર્થ વાસના રાખતા, અને તે વિશાળ સિંધુ ઓળંગવાનો ભય પામીને પાછા ફરતા અને વારંવાર વિલાપ કરતા હતા.

નવા શોધી કહાડેલા દેશોમાં (અમેરીકામાં) જવાને સૌ પહેલા તે સદાચારી વૃદ્ધ પિતાએ તૈયારી કરી અને પોતાના કુટુંબ કબીલા વાસ્તે જીવ બાળતા; પણ પોતાને

વાસ્તે તો તે પોતાના સત્ત (સદ્‌ગુણ—સામર્થ્ય) ના અંતર્જ્ઞાનથી (સત્વનું અંતર્જ્ઞાન હોવાને લીધે) દૃઢ થએલા માત્ર મોત પછીની દુનીઆનીજ (સ્વર્ગનીજ) ઇચ્છા રાખતા હતા. તેમની ગતિહીન વૃદ્ધાવસ્થાનું વ્હાલું આશ્વાસક જે અશ્રુપાત કરતી વખતે વધારે ખુબીદાર દેખાતું એવી તેમની કામરૂપ કન્યા પોતાના પિતાને ખાતર તેના પ્રદેશનો પરિત્યાગ કરીને તેમની [ તેના પિતાની ] પાછળ પોતાની લાવણ્યતાની દરકાર કર્યા શિવાય શાંતપણે ચાલતી. તેણીની માતા ઉચ્ચા સ્વરથી તેણીના રોદણા રોતી, તેણીના દુઃખના અજાણ્યા બાળકોને વિલાપ કરતી કરતી બચ્ચીઓ કરતી અને દુઃખને લીધે વધારે પ્યારા લાગતા બાળકોને વ્હાલથી કોટી કરતી હતી, તે અરસામાં તેણીનો પ્રિય પ્રાણપતિ તેના અદર્શક દુઃખની સાથે જોડાએલો દૃઢતાથી તેણીને ધીરજ આપવાને પ્રયત્ન કરતો હતો.

ઇશ્વરી આજ્ઞાથી અતિ નિંધ થએલી અરે મોજ શોખ, તારે માટે આના જેવી (પૂર્વોક્ત) બીજી કેટલી બધી કુબદ્દીત થઇ ગઇ છે. તારા મોહોત્પાદક મોઝ મજાના ઘુંટડાઓ કેવી રીતે (તેઓના પીનારાનું) નિકંદન કરવાને તેમના વૈભવોનો વિસ્તાર કરે છો તારા લીધે સ્ખલનશીલ ભવ્યતાને પહોચેલા રાજાો તેમના અયથાર્થ પ્રાબલ્યથી બડાઈ કરે છે; જ્યાં લગી તેઓનું બળ નિર્બળ થતું નથી, તેઓના દરેક ગાત્ર ગળતાં નથી. તેઓ તદન નાશ પામતા નથી અને દશે દિશાએ પાયમાલી કરતા નથી ત્યાં લગી તેઓ ફુલી ફુલીને કદમાં બહુ વધી જાય છે અને અતિશય અનિર્વાર્ય આપત્તિમાં આવી પડે છે. જાણે આજ વખતે સંહાર શરૂ થયો છે અને તેણે તેના અર્ધ કાર્યની સિદ્ધિ કરી છે; જ્યારે હું ધ્યાન મસ્ત થઇને અહીં ઉભો

રહુ છુ ત્યારે આમ્ય ગુણીજનો હમણાંજ તેઓનું વતન તજીને જતાં હોયની એવું મને લાગે છે. તેઓ ઊદાસ ચહેરે, લંગારેલા અને પવનના સપાટાથી ફડફડાટ કરતા ચઢાવેલા સઢોવાળા પેલા વહાણને માટે સૌ સાથે કીનારા તરફ ગમન કરે છે અને છેવટે કીનારાને ઊદાશ કરીને ચાલ્યા જાય છે.

સતોષી મહેનતું માણસો, આદર સતકારી ખબરદાર જમીનદારો, પ્રેમી દપતિના જોડકાઓ, સ્વર્ગમાં તેઓની મન કામના સિદ્ધ કરવાની ઇચ્છા રાખતા ભક્તજનો, દૃઢ રાજ ભકતો અને પતિનિષ્ઠ પુરૂશો વિદેશ ગામી જનોમાં તેઓ પણ તેઓના દર્શન દે છે.

અને તુ, વિષય સુખા શક્તિના સ્થળને, હે! મધુર કાવ્ય દેવી, મનોહર મૃગલોચિની, તું સર્વદા સૌથી પહેલા ત્યાગ કરવાને તૈયારજ હોયછે; આ અધમ દૂષણીય જમાનામાં (કલિકાલમા) ચિત્તચોરી લેવાને અથવા તો યોગ્ય ઉપાય યોજીને કીર્તિ સંપાદન કરવાને તું અસમર્થ છે: લોકોમાં મારૂ લજ્જા સ્પદ અને રહઃસ્થાનમાં મારૂ સદભિમાના સ્પદ એવી અનાદર પામેલી અને તૃણવત થયેલી તું વાહાલી મનમોહક મુગ્ધા;

મને ગરીબ અવસ્થામાં શોધી કહાડનારી અને હજી પણ તેવીને તેવીજ સ્થિતીમાં રાખનારી હે મારા સર્વ સુખ દુઃખનું મૂળ; હે ઉત્તમ કળાઓને શ્રેષ્ટ પદવીએ પહોચાડનાર અને નીતિની પાલન કર્તા; તને મારા છેલ્લા પ્રણામ હજો. અને હા ! તને જ્યાં ગાવામાં આવે ત્યાં, ગમે તો ટોરનીઆના પહાડોમાં અથવા તો પામ્બામાર્કાની બાજુએ, ગમે તો, અતિશય પ્રચંડ ઉષ્ણના વાળા વિષુવ વૃત્તના પ્રદેશોમાં અથવા તો શિયાળામાં હીમમય થએલા

ધ્રુવ પાસેના પ્રદેશોમાં, તારી સત્તા વખતનાપર પ્રાબલ્ય મેળવીને નિષ્ઠુર દેશોની નિર્દયતાને નરમ પાડે, અને દુ-ત્કાર પામેલી સભ્યતાને તારા પ્રબોધક ગીતો વડે ઉત્તે-જીત કરે, અને મૂઢ (મતિભ્રમ) મનુષ્ય જાતિને અતિધન લોભને ધિક્કારવાને બોધ કરે, અને અંતર્ગત જોરવાળાં (સ્વતંત્રશક્તિવાળાં) રાજ્યો હમણાંનાં જો કે નબળાં હશે તો-પણ ખરેખર સુખીજ હશે એવું અને જેવી રીતે સમુદ્રના તરંગો ફક્ત સિદ્ધ ટકાને ઘસેડી સાફ કરી નાખે છે તેવી-જ રીતે અપારથી એકાએક પહોંચેલાં રાજ્યો જલદીથી જમીન દોસ્ત થઇ જાય છે, એવું અને એથી ઉલટુંજ, જેવી રીતે ખડકો મોજાં અને તોફાની પવનની સામે થાય છે તેવીજ રીતે સ્વાધીન રાજ્ય કાળની કતલને લેખવતા નથી એવું તેમના મનપર ઠસાવ.

